શ્રી વિનય.

# લાલાં વાઘેલી.

નાટક ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

SHRI DESHI NATAK CO. LD

શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

ઘેલાભાઇ દોલતરામ દલાલ.

એજન્ટસ.



અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

કીમત બે આના.

શ્રી વિનય.

# લાલાં વાંઘેલી નાટકનાં ગાયનો.

## શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

આવૃત્તિ ૧ પહેલી.

પ્રત ૩૦૦૦.



અમદાવાદ.

ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
દેવીદાસ છગનલાલ પરીખે છાપ્યાં.
ઠે. સલાપોસના દરવાજે.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

કીંમત ૦-૨-૦ ( બે આના. )

શ્રી વિનય.

# લાલાં વાઘેલી નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ

અહમદશાહ........અમદાવાદનો બાદશાહ

ઉલ્મુલ્કખાનજી........બાદશાહનો માનીતો સરદાર

કન્હુભાઈ...........બાદશાહનો કારભારી

બંસીલાલ...........કન્હુભાઇનો નાનોભાઈ અને લાલાંનો પ્રિયતમ

બક્ષીજી..............બાદશાહનો ખાનગી કારભારી

જેતોજી } .........બાદશાહના જુલમથી બ્હારવટે નીકળેલા
વરહોજી } .........વાઘેલા રજપુતો, લાલાંના ભાઇઓ

કંચન...............બક્ષીજીનો પુત્ર.

સામંતસિંહ........પીહોલનો ખંડીઓ ઠાકોર

બ્હારવટીઆ—આરબો—પાલખીવાળા—ભુવીયો—સીપાઇઓ—કામદેવ—ઝવેરીકાકા—ચોર—ઠગ—રજપૂતો—વિગેરે વિગેરે.

## સ્ત્રી વર્ગ.

નુરમાબેગમ.........બાદશાહની માનીતી બેગમ

લાલાં...............જેતોજી તથા વરહોજીની બ્હેન—બાદશાહની નામની બેગમ, અને બંસીલાલની પ્રિયતમા.

મહેન્દ્રબા...........કન્હુ ભાઇની નવી સ્ત્રી.

રાજેન્દ્રબા...........બંસીલાલની સ્ત્રી. બક્ષીજીની મોટી પુત્રી.

ગજેન્દ્રબા............બક્ષીજીની સ્ત્રી.

આરવ...............બક્ષીજીની નાની પુત્રી.

નાયકા...............ઉલ્મુલ્કખાનજીની રખાત.

ગાનારીઓ—સખીઓ—વારાંગનાઓ—દાસી વીગેરે વીગેરે.

# શ્રી વિનય લાલાં વાઘેલી નાટકનો ટુંક સાર.

---

## અંક પ્હેલો.

મંગળાચરણ. સુત્રધાર, બાળાઓ—

પ્રવેશ ૧ લો—અહમદશાહના જુલમથી બ્હારવટે નીકળેલા જેતાજી તથા વરહોજી વીમાસણમાં, કનુભાઇની જાન આવવાની ખબર, જાનને લુંટવી, વર કન્યાને કેદ, ગરાસ મેળવવાની કનુભાઇની યુકતી, સર્વને છુટા કરવું, દુશ્મન મટી દોસ્ત, લાલાંને કનુભાઇને સોપવી, વિદાયગીરી.

પ્રવેશ ૨ જો—લોકોના ભરમાવ્યાથી બળી હઠેલી બંસીની વહુ રાજેન્દ્રબા, બંસી તથા લાલાંનું હાસ્ય વિનોદ કરતાં આવવું, રાજેન્દ્રનો બમણો બળાપો, સંતાઇ સાંભળવું ઝ્હેર લેવા નીશ્ચય, લાલાં તથા બ્હેનપણીઓનો હાસ્ય વિનોદ.

પ્રવેશ ૩ જો—બક્ષીજીનું ઘર, ગજેન્દ્ર તથા બક્ષી, પુત્રી રાજેન્દ્રની ભવની ભાવટ ટાળી લાલાંને ફસાવવા નિશ્ચય ઉલ્મુલ્કખાનજીનું આવવું, પ્રેમવાર્તા ઉલ્મુલ્કખાનજીની ખુશાલી, હવાઇ વિચારો, ઉજાણીની તાલમેલ.

પ્રવેશ ૪ થો—ઉજાણીએ જતો બક્ષીજીનો પુત્ર કંચન—લાલો તથા આરતનો પ્રેમસંવાદ.

પ્રવેશ ૫ મો—બાગમાં ઉજાણીનો દેખાવ, લુલીઆની ગમ્મત, પાલખીવાળાઓનું આવવું, ચીડીથી પોગળનું ફુટવું, છંછેડાએલી વાઘેલી રજપૂતાણીનો કોપ, પોતાને બદલે બક્ષીની પુત્રી આરતને મોકલવા નિશ્ચય, હાથનાં કર્યાં હૈયે.

પ્રવેશ ૬ ઠ્ઠો—જેતાજી તથા વરહોજી, બ્હારવટીઆઓને ઉશ્કેરણી, કન્કુબાઇની યુક્તી પ્રમાણે સરખેજના રોજા તરફ જવા તૈયારી.

પ્રવેશ ૭ મો—ઉલ્મુલ્કખાનજીના લાલાને મળવાની ખુશાલીમાં હવાઇ વિચારો, લાલાને બદલે આવેલી આરતને લાલો માની લ્હેર મેળવવા ધામધુમ, આરતના મનસ્વી ઝઘડા, જેતાજીથી ઉલ્મુલ્કખાનજીનું ખુન, આરતનો બચાવ, પસ્તાવો.

પ્રવેશ ૮ મો—બંસીના પ્રેમમાં ઘેલી બનેલી લાલી, કામદેવનું પ્રત્યક્ષ પ્રગટ થવું, બંસીથી મેળાપ, હાસ્ય વિનોદ.

પ્રવેશ ૯ મો—સરખેજનો રોજો, હુરમા બેગમ તથા સાહેલીઓની સ્વારીનો દબદબા ભરેલો દેખાવ, બ્હારવટીઆની બહાદુરી, હુરમા કેદ, બદલામાં ગરાસ પાછો અપાવવાનું વચન આપવું, રજપૂતોની ઉદારતા.

## ટેબ્લો.

# અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—ફુરમા બેગમનું શયનગૃહ, સાહેલીઓને વિદાય કરી ફુરમાનું રીસાઈ બેસવું, બાદશાહનું આવવું; કારણ પુછવું, ગરાસ પાછો આપવા માગણી, બાદશાહની કબુલત, જેતાજીને બોલાવી ગરાસ પાછો સોંપવો, કારભારી કન્હુભાઈની ફુનેહ, લાલાંને બાદશાહ સલામતના તખ્તને સોંપવી, બાહોલનો સામંતસીંહ ચઢેલી ખંડણી ન આપતાં રજપૂતોને ઉશ્કેરી બંડ ઉઠાવવાની તૈયારી કરી રહ્યો છે એવી સુબા સાહેબ મારફતે ખબર, જેતાજીને સામંતસિંહને સમજાવવા બાદશાહનો ફરમાન.

પ્રવેશ ૨ જો—કુત્બુલ્કખાનજીના મરણથી નોધારી થઇ ગએલ તેની રખાત ગુણીકા, ઝવેરી નથ્થુ કાકા, ગાન તાન તથા ગમ્મત, હાર વેચવા આપવો, ઝવેરી કાકાનું હાર લઇને જવું, યારને બોલાવવા મોકલેલ છોકરીનું ચોરને લઇને આવવું, હાસ્ય વિનોદ, બીજી છોકરીનું ઠગને લઇને આવવું, ચોર તથા ઠગની હરીફાઇ.

પ્રવેશ ૩ જો—પ્રેમ ઘેલી લાલાં તથા તેની લલુતામાં ડુબેલો લ્હેરી બંસીલાલ, વાણી વિનોદ.

પ્રવેશ ૪ થો—સામંતસિંહની છાવણી, લશ્કરી નાચ, જેતાજીનું આવવું, સામંતસિંહનો તિરસ્કાર, જેતાજીનો ઝેર લેવાનો નિશ્ચય.

પ્રવેશ ૫ મો—મિથ્યાભિમાની ઝવેરીકાકા, ઠગનું રજવાડી ઠાઠમાં ચોર સાથે આવવું, ઝવેરીને થાપ ખવડાવી મોતીના હારનું પાણી કરી ચાલ્યા જવું, ઝવેરી નથ્થુ કાકાનો બળાપો.

પ્રવેશ ૬ ઠ્ઠો—બંસીલાલ તથા તેની સ્ત્રી રાજેન્દ્રબા, વિનોદ વાર્તા, કંચનનું આવવું, સંતાઈ સાંભળવું નિર્દોષ કંચનની નિર્દોષ પ્રેમ ગમ્મત, લાલાંના લગ્નની ખુશાલીમાં વાડીએ જવા તૈયારી.

પ્રવેશ ૭ મો—સામંતસિંહના મ્હેણાથી બળી ખાખ થએલો જેતાજી, ભુલનો પસ્તાવો, અફસોસ, આત્મહત્યા કરવા તૈયારી, કનુભાઇનું આવી અટકાવવું, બ્હેર વાળવા નિશ્ચય, બાદશાહનું આવવું, ચઢાવી સામંતસીંહપર ચઢાઈ કરવાનો હુકમ લેવો, સામંતસીંહને હરાવી તેની દીકરી મૈનાકને કેદ કરી લાલાંની દાસી બનાવવા વિચાર.

પ્રવેશ ૮ મો—સામંતસિંહ તથા રજપુતો, ઉશ્કેરણી, જેતાજી તથા વરહાજીનું યવન લશ્કર સાથે આવવું, ઝપાઝપી લઢાઇ, જેતાજી તથા વરહાજીનું સામંતસિંહના હાથે મરણ, સામંતસિંહનું લઢાઇમાં પડવું ઇડરના કુમાર તથા મૈનાકની દીલગીરી.

ટેબ્લો.

# અંક ત્રીજો.

**પ્રવેશ પ્હેલો**—લાલાં બેગમનો મ્હેલ, પ્રભુ ભકતી, રાજેન્દ્રનું આવવું, વાણી વિનોદ, બાદશાહની સ્વારી, લાલાની સરાઇથી માગણી, છ માસનું વૃત્ત છે કહી લાલાંનું પોતામાં લુબ્ધ થએલ બાદશાહને ઉડાવવું બંસી લાલની પોતાના કારભારી તરીકે નીમણુક કરાવવી. ખુશાલીમાં બહુધ નાચ

**પ્રવેશ બીજો**—લાલાંની દાસી તથા હુરમાની દાસીની સત્તા વિષે મારામાર હુરમાની દાસીનો હુરમા બેગમને ચઢાવી લાલાંના પીવાના દુધમાં ઝેર આપી મારી નાંખવા નિશ્ચય.

**પ્રવેશ ત્રીજો**—અહમદશાહ બાદશાહનું શયનગૃહ વાર્તા કહેનાર હજુરીઓ દીલગીરી દુર કરવા નાચ ચોરનું ઠગ સાથે ચોરી કરવા આવવું વાર્તા કહેનારને કેદ કરી પોતે વાત કહેવા સરાઇથી બેશી જવું. છેવટે તાજ ચોરી ઠગ સાથે ચાલ્યા જવું.

**પ્રવેશ ચોથો**—લાલાંનું શયનગૃહ, પ્રેમ ઘેલી લાલાં, બંસી સાથે વ્હાલનો વાણી વિનોદ દુધ પીવું, આગળથી કરેલી ગોઠવણ પ્રમાણે દુધમાં ઝેર અસર બંસીનો ગભરાટ બાદશાહને બોલાવવા. લાલાંનું દુઃખ જોઇ ગભરાટ લાલાંની શાંતતા, મરણ સમય, પ્રેમ ઘેલી લાલાંનો બંસી લાલપર કાયમનો ઉપકાર-મરણ-ટેબ્લો.

**પ્રવેશ પાંચમો**—ચોર તથા ગણીકાનો સંસાર વ્યવહાર.

**પ્રવેશ છઠ્ઠો**—કબરસ્તાન, લાલાં પાછળ પ્રેમ ગાંડા થએલ બંસી તથા બાદશાહ પ્રેમ વિચારો ગેબી અવાજ ઘેલછામાં વધારે કબરનું ફાટવું લાલાના છાયા શરીરનું પ્રત્યક્ષ પ્રગટ થવું, બંસીનું ભેટવા દોડવું, ગેબી અવાજ, પ્રેમમાં મસ્ત બંસીની પ્રેમ ઘેલી લાલાંને મળવા આત્મ હત્યા.

**પ્રવેશ સાતમો**—કબરસ્તાનમાંથી પરસ્તાન પ્રેમીઓનો જય બાદશાહની વિસ્મયતા.

ટેબ્લો.

શ્રી પાર્શ્વનાથાય નમઃ

# શ્રી વિનય લાલાં વાઘેલી નાટકનાં ગાયનો.

## અંક પેહેલો.

---

### મંગળાચરણ.

સૂત્રધાર—

શ્રી ગૌરીવર વરદાતા
તું છું ત્રિભુવન ત્રાતા— શ્રી ગૌરી.
માયા માંહી તણાતા
જગજન ગોથાં ખાતા
સ્મરતાં તું સુખી થાતા— શ્રી ગૌરી.
વિનય તણી વિનતી ઉરે ઉમિયા પતિ તું ધાર
કામદહન ! શુભ કામના પાડ પાર કીરતાર—શ્રી ગૌરી.

બાળાઓ—

મીઠી પ્રીતી વિશ્વની રાણીરે (૨)
પ્રીતી રિતિ ચોખે વખાણીરે (૨)

બેહુ વિણુ રે' એ અજાણીરે
જાણે કોક વિરલા માણીરે.
વહે એમ વેહની વાણીરે— મીઠી,
સાચી સંસાર કમાણીરે
જોઈ જોઈ જોઈને જોજો— સાચી.
સુખી નર તે, પ્રીતી વરતે, જીવે મરતે,
સાથે રાખી સલુણી શાણી
પ્રીતી એધાણીરે
પુરે આશ સારંગપાણીરે— મીઠી.

આનારીઓ— ૧
દેખીતા ડુંગર બ્હેનને વ્હાલેરા લાગ્યા
માતાના ખોળા બ્હેને વીસારી મુકયા
સાસુના ખોળા વ્હાલા લાગ્યારે મહેન્દ્રબાને—દેખીતા.
પીતાના ખોળા બ્હેને વીસારી મુકયા
સસરાના ખોળા વ્હાલા લાગ્યારે મહેન્દ્રબાને—દેખીતા.

કન્હુભાઈ— ૨
રહે ધીર ધરી પ્રિય પ્યારીરે
સતીઓ દુઃખ દુનીઆમાં પામે
અંતર જોને વિચારી— રહે.
શોક કરે વળશે શું વ્હાલી ?

ઠાલો જીવ ઘભરાશે
જોને રસીલી મન વિચારી
સ્હાય થશે ગિરિધારીરે— રહે.
અહલ્યા તારા દ્રૌપદી મંદોદરી દૃષ્ટાન્ત
સીતા દુઃખ સંભારીને સુંદરી કર મનશાન્ત— રહે.

લાલાં—જેતાજી— ૩

જઉછું વીર વીખુટી થઇ જઉછું
મુજ મનધન વન માંહી મુકી
વીર જઉ–દુર જઉં–દુઃખી થઉં–
જા તું જા
જા સુખેથી જા–જા સુખેથી જા–
જાઉં વીર મે'લી, થાતી નહી ઘેલી,
થાશે ઇશ બેલી–
ધરીધીર દીલગીર નહી થાતી–વીર જઉં–જઉંછું—

લાલાં— ૪

પશુ પંખી હુંથી સુખી ચાહે ત્હેને ચાહ
વર વરવાની લાહ્યમાં હું પડી પેટી માંહ્ય–
વાડી ખીલેલી માળી વિનાની
વિણુ સિંચન સુકાય—વાડી૦–
મોહન મનડું હરનારા

કામી કામણ કરનારા
વ્હેલા વ્હાલમ વરનારા
આવોજી મન મકલાય—વાડી૦—

**લાલાં—સાહેલીઓ—** ૫

મ્હારી ભોળી સાહેલી વર ઘેલી શું થાય ?
જાને જાને ચળેલી, કેમ કેવી રહી હાય ? —મ્હારી—
પ્રેમ માટે કમળમાં ભ્રમર કેદી થાય
પ્રેમ માટે સાહેલીનાં મ્હેંણાં તું ખાય —મ્હારી—
પ્રેમ માટે પતંગો દીપકમાં જળાય
વાહ મદન અગન ત્હારો અજબ મહિમાય —મ્હારી—

**બક્ષીજી—** ૬

વાહ બન્યા બક્ષીરાજ રાજ તાજ બક્ષીરાજ
મારનાર તારનાર બક્ષીરાજ
યુક્તીને પ્રયુક્તી હાથ
તાલ મેળ ભેળ સાથ ( ૨ )
કામીના દીવાન ખાસ બક્ષીરાજ
ખાઉં ખાઉં ખાઉં બધેથી ખાઉં હું
આમથી તેમથી કુટી લુંટી ખાઉં
યુક્તીને પ્રયુક્તી હાથ
મંત્ર જંત્ર તંત્ર સાથ
ભોળાને ભમાવે ખાસ બક્ષીરાજ—

કવ્વાલ— ૭

સરભરા આજે મેં'માનની કરીશું
પ્હેરી ઓઢી આમ તેમ રોફમાં ફરીશું—સરભરા.
લાડુ લ્યો ઘેબર લ્યો જલેબી
પંગત માંહી પીરસીશું
ઝુમઝુમ પ્હેરી ઘરેણાંને ગાંઠાં
કોઇથી ન આજે ડરીશું—સરભરા.

આરત— ૮

મ્હોટો કુસુમશર મહીમાય હુથી કેમ કરી કહેવાય ?
પુષ્પ ધનુષ્ય એ ધારે કરમાં
ભ્રમર તણી શુભ પણુછ બનાવી
મનહર મુગ્ધા નારી નેત્રનાં
બાણુ તણી લે સ્હાય—મ્હોટો.
સૈન્ય જુઓ તો દીન અબળાનું
ઋતુવસન્ત તણી સરદારી
જડમતીના ચંદ્રમાથી
દીવાનગીરી થાય—મ્હોટો.
શીવ સમો મ્હોટો અરી માથે
અંગ વિનાનો બાળક આછે
ત્રણ જગતને તો'ય ધ્રુજાવી
વરસાવે દીલ લાય—મ્હોટો.

હુલીઓ— ૯

રે હુલીઓ મ્હાલે મઝામાં
ખમચકડ લે ભાઇ બક્ષીની વાડીએ—
ટાંટીઓ રાંટો રળીઆમણો
કરમ કરે તે કોઈ કરેના—રે હુલીયો.
કામ કરો પણ ઠેરના ઠેર
રખડો રઝળો ઘેરના ઘેર
ભરમ ભાગે ન કાળો ....ર
કરમ વિના કાંઈ ન લ્હેર
દોડ દોડા દોડ દોડ દોડા દોડ દોડ દોડા દોડ
શીદ કરો ? રે હુલીઓ.

લાલાં— ૧૦

મ્હારૂં કહ્યું માન મનવા ! ધાર્યું ધણીનું જ થાય
ધર્યું ધણીનું થાય અવિચારી !
ફોગટ ફૂટ શું કુલાય ? ( ૨ ) —મ્હારૂં—
ખાડો ખોદે તેજ પડે,
પોતાનું પોતાને નડે,
હાથે કર્યાં વાગતાં હૈયે
બાંધ્યું છે તેવું જ લક્ષીને લઇએ—

મુક અભિમાન મનવા ! સાચાને સાચાની સા

—મ્હારૂં—

ઉલ્મુલ્કખાનજી— ૧૧

આવી પ્યારી આવશે પ્યારીરે
દેશે દીલ બળતું ઠારીરે
દેશે દીલ બળતું ઠારીરે
ગોરી ગુણવંતી મ્હારીરે—આવી—
રસીલા, છબીલા, છોગાળા,
ફ્હી બોલાવશે —( ૨ )
આવોજી જાઓજી નહિ રીસાઓજી
કહી મનાવશે—
રસીકજીઆ, રસીકડીહાં,
અહાહાહાહા, ઓહોહોહોહો—( ૨ ) આવી—

આરત—ઉલ્મુલ્ક— ૧૨

જાઓ જાઓ દુર જાઓ નસતાવો લાલા
આવો આવો ન રીસાવો રીઝાવો ને બાળા
પ્યારી માન-મ્હારૂં માન—ભુલાવ્યું રસીલી જાન જાઓ—
પાયે પડીને પ્યારી મનાવું
રાખો કંઈ માન, થાશે અપમાન,
કરો ન હેરાન.
હાં—મુકો ઠાલા ચાળા—જાઓ—

આરત—ઉલમુલ્ક—                ૧૩
મ્હારે માટે મંગાવો સરદાર હૈયાહાર હાર મોતીના
પ્યારા પ્હેરી રીઝાવું પ્રાણાધાર પણીહાર હાર
મોતીના—મ્હારે—
જાઓ રસીલા વ્હેલા વ્હાલમજી મ્હારા ( ૨ )
લે લે આ લઇ આવું રાહ જોતીના
પ્યારી રોતીના આંસુ લ્હોતીના
જીવન ! જીવન આભારી, રસીક આ પ્યારી
રસીલા જઉં વારી, મોહકારી, મુરતી મનહારી. —મ્હારે—

લાક્ષાં—                ૧૪

અંગમાં અનંગ રંગરેલે ઓહો
આજ મ્હારા અંગમાં અનંગ રંગરેલે
કામથી ન કામ કાંઇ સુઝતું અરેરે
બ્હાવરી બનાવી બંસી છેલે—ઓહો—
શુધ્ધ સાન માન અપમાન હું ભુલીછું
ભામિનિ ભમાવી અલબેલે—ઓહો—
હામ હામ સામથી ન કામ છેતરાતો
કંઇકને ખોલાવી ખેલ ખેલે—ઓહો—

લાલાં—                ૧૫
પીયુ આવો ના સતાવો મ્હને બંસી લાલા
લગાડી પ્રીત—( ૨ )

બંસી વગાડીને વ્હાલની લાલે લાલાંનુ
ચોરીયું ચીત્ત—પીયુ—
નાથ વેરણુ નીંદલડી થઈ
શાખ સાહ્યબી ગમે ન ગીત
પળ વિપળ યુગ થઈ ગઇ
તાન બંસીનિ બંસીનું ગીત—બંસી—પીયુ—
તન મને ધન મ્હારાં નથી તણુખ તણુખ જીવ થાય
મદન અગન બુઝાવવા લાલાં લાલ ! મુંઝાય-બંસી-પીયુ-

લાલાં—બંસી— ૧૬
મારગડોરે મ્હારો મ્હેલો મોહનજી
માં રગડો મુને જાવાધો-વ્હાલા—
કામીની કામી કરી કયાંહી ચાલ્યાં ?
આ ઝઘડો વીતાવાધો-વ્હાલી—નાના મારગડો.
પાલવડોરે પકડોના પ્રિતમજી
આ વગડો નથી...............
...................રહાવાધો—વ્હાલી-નાના મારગડો.
ભામિનિ ભાન ભુલાવી ભમાવ્યો
થાવાનું થાય છે થાવાધો-વ્હાલી—નાના મારગડો.

## રોજાનો ભવ્ય દેખાવ.

## રેખ્તો.

**આ કંપની થોડા વખતમાં પોતાના બે નવા ખેલો ' નુરજહાન ' તથા ' કમળા લક્ષ્મી ' બ્હાર પાડશે.**

# અંક બીજો.

**સાહેલીઓ—** ૧૭

રંગે ગુલ ચમકા ખીલી કલિયાં દિલે નાશાદકી
દુની રૈનક બઢ ગઈ ઈસ ગુલશને આબાદકી
લલકારતી હુયે મિલકે પરિયાં કયા ખુશીકો રાગની
કાફુસે આઈ સદા સુનલો મુબારકબાદકી
ફૂજલે બારીસેં આફત ખો ગઈ આલમકી
હરઘર હરસે ખુશિયાં બરસે
હયરાની તૂફાની ગઈ ટલકે
સરસર સર ખો ગઈ— આફત૦
અંધેરથા અબ રોશની હુય આમદે ખાતૂનસે
આજ હમ મગરૂર હુયેં જમ ઔર અફલાતૂનસે
તુજપર પરવરદિગાર જર ઘર સર સબ નિસાર
કયા હુય દિખાઈ નિરાલી બહાર
ઈધર નજર બેગમ આતી
આન દિખલાતી શાન જતલાતી
જાન લુભાતી—ફૂજલે૦—

**સાહેલીઓ—** ૧૮

હમ વારી વારી આજરે ( ૨ )

મત વારી સુઘર સરતાજરે (૨) હમવારી
વાહ ખિલી કયસી ફુલવારી
સયર કરેં હમ ચલકર સારી
દિલસે યે સોગ ટાલો, નાહક કયોં રંજ પાલો (૨)
કુદરતકો દેખો ભાલો, (૨) હોગા સભી સુખ સાજરે
ખ્યારી—હોગા સભી સુખ સાજરે— હમ—

નાયકા— ૧૯

હાં કહું કોને શરમની આ વાત ( ૨ )
એ......દુઃખ માંહિ વીતે છે રાત ( ૨ )
સુઇઆ— દુઃખ૦ —હાં કહું. ( ૨ )
મ્હારી સુની આ વાડી માલીથી ખાલી—સુની છે.
ખીલ્યાં છે ફળ ફૂલ પાત—સખીરી મ્હારાં ( ૨ )
એ....દુઃખ૦ ( ૨ ) સુઇઆ દુઃખ૦ હાં કહું.
ગયો પ્હેલો જમાનો, જોબન નિશાનો
ગોરા શરીરે દેખાય હાં સુઇ ચોળી ન અંગે સમાય(૨)
એ...દુઃખ ( ૨ ) સુઇઆ દુઃખ—હાં કહું.

નાયકા—છોકરીઓ— ૨૦

પાતળીઆની પ્રીતે બંધાઇ પસતાઇ ( ૨ )
મોહી જોઇ તને હું હાયરે મનહર નટવર
મનને વીંધિ ગઇ હાય તારી તીરછી નજર
આમ લુંટાઇશું એની મને નહોતી ખબર

ના તરસાવ ઓ દિલદાર દયાકર મુજપર
વાગી વાગી વિકારી કટારી૦—પાત૦—

નાયકા—ચોર— ૨૧

પ્યારા મ્હને હીરાના કંકણુ અપાવો
કંકણુ અપાવો મોતી માળા પ્હેરાવો ( ૩ ) પ્યારા
જે તું કહે તે માલ અપાવું.
લાવું હું કાલ મારી જાન—તારા સોગન લાવું.
કાલ નહી લાવો ને હાલ મ્હારા પ્રાણ
માણેક ચોક માંહી જાઉં રૂડા દાગીના ઘડાવું.
મ્હારી દેવીને દીપાવું આવી કરૂં પ્રેમ પાન—પ્યારા—

ચોર—ઠગ— ૨૨

કોઇ સારામાં સારો વ્હેપાર કરીશું
વ્હેપાર કરીશું રોજગાર કરીશું—કોઇ—
જરા સમજાવી કહે જો કેવો ?
કોઇ સોનાની ચલ્લા શિકાર કરીશું—કોઇ૦
કેમ ભાઇ ? વાહ ભાઈ—કોઇ—
ઝટપટ મળીને લાવો ઘેરી
આંખોનો અંધો ખરીદદાર
જે હોયે પૈસાદાર
છે પુંજી—વાતો ઘાતો દગાની દુકાનમાં —કોઇ—

લાલાં— ૨૩

ખીલાવોર મ્હને મ્હારા હૃદય પીંજરનો પોપટડો,
પોપટડો—ખીલાવોરે—
આશા જમરૂખ ખાઇ ઉડયો તે આવ્યો નાહ્!
વિરહનો તણાવી ઘુંઘટડો ઘુંઘટડો ઘુંઘટડોરે—મ્હને.
પાણી પ્રીતિનું પીતાં અધવચ નાંખી છે ફ્હીતાં
પુરો કર્યો નહીં ઘુંટલડો, ઘુંટલડો, ઘુંટલડોરે-મ્હને૦—
( અરેરે પકડવાને માટે )
મનને મોકલીશું મ્હેંતો પીટશું ત્યાં બેઠું તે તો
રાખી રહ્યા શું એ મુગટડો મુગટડો મુગટડોરે-મ્હને

બંસી—લાલાં— ૨૪

મીઠી મીઠી પ્રીતી પ્યાલી પ્યાઓ
પ્રાણ પ્યારા નહી દુર જાઓ
દુર જાઉં ન દીલ દબાવો
લઇ ન્હાવો પ્રિયે ! લેવરાવો
જાઓજી જાવ જાવ
આવોન ભાવ ખાવ
ખીલાવો વાહ વાહ
રીઝાવો વાહ વાહ
ઉંહુ ઉંહુ ઉંહુ ઉંહુ નહી નહી દુર જાઓ
દુર જાઉં—મીઠી મીઠી—

લાલાં—બંસી—　　　　૨૫

પ્રીય પ્રીતમ પ્રાણ પોઢો પલંગે ચતુર સુજાણ
પ્યારી મ્હારી મોહિની મોહક બની છું.
અજબ બની તું ગુલાબનું ફુલ—પ્યારી—
જાઓ જાઓ આમ શું કામ બનાવો?
રસીક રસીલા થઇ છે શું ભુલ?—પ્રીય—
ભુલ નથી ભાવી સુભાવી બન્યું છે
તન મન ધન આ બદન પર ડુલ—પ્યારી—

## લશ્કરી નાચ

સામંતસિંહ—　　　　૨૬

છેડી સીંહને કાઢે છે શું સાર?
નફ્ટ ફ્ટ ધીક્ ધીક્ ધીક્કાર—
છટ છીદ્ છીદ્ ફીટકાર—છેડી
સાહસ મણીધર છેડતાં સુખનું સત્યાનાશ
જ્ઞાન ભાન વિદ્વાનનું વેગે થાય વિનાશ
પાપી—જા—જા—જા—છેડી—

ઝવેરી—　　　　૨૭

બાઇ મનમાં શું ધારો? આ રોજગાર મ્હારો
ઝવેરીનો સારો—કહેવાઉં ખાન દાન.
જો હું મનમાંહી ધારૂં ઉડતાં પંખી ઉતારૂં

ફંદે ફસાવી મારૂં એવી મ્હારી શાન—ભાઇ
ઠગ લુચ્ચાઓ નિજ ધંધાનું રાખે કંઇ અભીમાન
તેનું પણ હું એક પલકમાં સર્વ ભુલાવું ભાન
વળી એક ખુબી જુઓ મારી
કહું છું આજ હું વિસ્તારી
ચોરી કરી, નાહી ડરી, જીવી મરી, ડુબી તરી,
કોઇનો હરી, લાવું હું પૈશો નિદાન—ભાઇ

રાજેન્દ્ર—બંસી-- ૨૮

મ્હારા જોબનના બાગમાંહીં મ્હાલોરે
આવીને વનમાળી
પ્રીતી પુષ્પોના ક્યારા સંભાળોરે
આવીને વનમાળી —મ્હારા—
ગુલાબી આ ગાલ ગુલાબનું ફુલ
નીહાળોઆ માળીનું મનડું ડુલ
રહો વ્હાલ વાપી વારી મશગુલ
પીએ નહી પાઇ તો માળીની ભુલ
ચુંટી લુંટી પ્રીતીની રીતીમાં
ખીલીને ખીલાવો વ્હાલા શું બાળોરે ?
આવીને વનમાળી —મ્હારા—

રાજેન્દ્ર—બંસી—          ૨૯

નાહી નાથ નાહી મળે પ્રીતડી વેચાતી પ્યારા !
વાટમાં ન ઘાટમાં ન હાટમાં મધુરા મ્હારા—નાહી—
મળે ના મ્હેલ મ્હોટામાં
નહી બાગ ફુલ ગોટામાં
નહી ગાડી ઘોડા જોટામાં
મીઠી પ્રીત મળતી ક્યાંહી ?
બોલો શરમાઓ નાહી
મળે મળે મળે પ્રેમી જોડાના
ભોગવતાં મ્હેલે ભોગ મઝાના
વાત ખરી ત્હારી પ્યારીઓ દારા
માન્યા માન્યા હવે મોહન મ્હારા—નાહી-

---

કીલ્લો—લડાઇ—ટેબ્લો.

# અંક ત્રીજો.

---

બાલાં— ૩૦

કોનું કોણ સગું છે કહોને આ સંસારમાંરે.
મુનીવર ખતા ગોથાં પોથાં જોઇ વિચારમાંરે—કોનું.
કોયલ પણ ફેરાં જતાં આંબો છોડી જાય
તળાવ સારસ છોડતાં જળ વિણુ જો દેખાય
ગણીકા મારે ધક્કો નીર્ધન જોતાં વારમાંરે
મંત્રી ભ્રષ્ટ થએલો નૃપ ગણુતો ધીક્કારમાંરે—કોનું
ભમરા છોડે પુષ્પને જો નહી વાસ જણાય
હરણુ ભુમી હરીયાળીને જો વન લાગે લાહ્ય
દુનીઆં સ્વારથની છે સ્વારથ સઉ નરનારમાંરે
કાયા માયા મોહ મુકી લ્યો મન કીરતારમાંરે—કોનું—

જાદુઇ નાચ.

દાશીઓ— ૩૧

જાદુ ખોલમાંરે નકટી ટક ટક કરતી જાને (૨)
કાચું ખોલમાંરે ફુલી ફાળકો થઇ શાને ? (૨)
રોમે રોમે થાય લ્હાય
શોકય ત્હને જોઇ હાય
છકેલી છકી શું જાય ?

ઠાલી તું ખાલી ચીડાય
હાય ત્હને ત્હને હાય
હાય—હાય—હાય—બહુ—

ગાનારી— ૩૨

સાંવલ બાંકે નજર મોરા આ ગયે
ના કછુ કહે ગયે ના કછુ સુન ગયે
મોરી બારીસી ઉમીયાંકો દાગ લગા ગયે—સાંવલ૦...
રંગીલે છબીલે નુકીલે જવાન
તેરી તિરછી નજરીયોંકે લાગે હુયે બાન હાયરે-સાંવલ

ચોર— છંદ.

એક હતી કોઇ ગુણીકા નાર
ત્હેણે બોલાવ્યા બે યાર
ઘરમાં બે પેસંતાં વાર
બન્નેને ત્યાં થઇ ટકરાર
× × × ×
એક કહે કે મ્હારી નાર
બીજો કહે હું એનો યાર
સ્હામા સ્હામી બોલ્યા વઢી
ત્યાંતો વેશ્યા વચમાં પડી
× × × ×
ચોર અને ઠગ બેમાં જેહ
કીસ્સા વાળો હોયે તેહ

તે મ્હારો થાશે ભરથાર
બોલી એવું ગુણીકા નાર

× × × ×

પોતાનો હુન્નર જે હાથ
બતલાવા ચાહ્યા બે સાથ
થયો ઠગ દરબારી છેલ
ઝવેરી પાસે કાઢી મ્હેલ
અટંપટં કરીને ફેર
તફડાવી મોતીની શેર
બની શાહુ કરી લીલા લ્હેર
ચોર અને ઠગ આવ્યા ઘેર

× × × ×

દિવસ વીતી જ્યાં રાત્રી થઇ
ઉઠયો ચોર ઠગ સાથે લઈ
રાજ મહેલ પાસે તે ગયા
શયન ભુવનમાં દાખલ થયા

× × × ×

પલંગમાં પોઢયાતા રાજ
મુકી પાસ માથાનો તાજ
પાસે બુઢ્ઢો બેઠો એક
વાત કહે લથડાતો છેક

પકડી ડુંચો મ્હોઢા માંહ્ય
ઓઢી ઘાહ્યો ચોરે ત્યાંય
પોતે કે'વા બેઠો વાત
આપ વીતી મીઠી સાક્ષાત
× × × × ×
સ્હેજ મળી રાજાની આંખ
તાજ લઈ કરી ચોરે પાંખ
ઠગ સાથે લઈ ચાલ્યો ગયો
બુઢ્ઢો ડુંચા સાથે રહ્યો.

લાલાં— ૩૩

બની લાલાં લાલ વિના બે હાલ
આવી વ્હાલા વ્હાલીની લીઓ સંભાળ
થઈ નાથ પ્રિતિમાં ઘેલી
આ અલબેલી મોહન વેલી
આવો નાહી ભુલો વ્હાલ—લાલ વિના બે હાલ
માછલી વિનાની નીર રે'ના સ્હેના ધરે શું ધીર ?
તલપ તલપ થાય પ્યારા !
નીર મળે નિહાલ—આવી વ્હાલા.

ચોર—ગુણિકા— ૩૪

ગોરા ગોરા ગાલોથી પ્યારી જઉં વારી અજબશી લાલી આ
વ્હાલા વરણાગીઆ રોકૂ શો ખાલી આ ?

જાઓજી જાઓ હું તો ચાલી આ
ઉભોરે' વ્હાલી પ્યારી ક્યાં ચાલી ?
રક ઝક કરે છે શું ઠાલી આ ?
જોયા—મ્હેં જોયા
આનંદે મ્હાલીઆ
મુખડાથી મ્હોયા
છબીલી વ્હાલી ! હા
હસ્યા કે રોયા ?
હશી પીધી પ્રેમ પ્યાલી આ—

ચોર—નાયકા— ૩૫

દીલ્ ઘાયલ કરી કર્યો વાયલ ત્હેં પ્યારી
કારી લગાવી કટારી હાં એજી વાહ વાહ વાહ
કાળી આંખલડી વાંકલડી ત્હેં મારી
કારી લગાવી કટારી હાં એજી 'વાહ વાહ વાહ
જાવોજી ના સતાવો જાઓ અલબેલા યાર
ચાલી શું આલી વ્હાલી તું હૈયાનો હાર
છુટી મળે ન કોઠી તોય કરવો શું, પ્યાર ?
જી હાજી હાજી હાંહા રસીલી દીલદાર
મુકો લાલા ચાળા ઠાલા
ઓ પ્યારી મનહર નારી—દીલ

અંશી--                    છંદ

ગોરૂં ગુલાબી વદન ત્હારૂં મદન જોર બતાવતું
હસતું ખરે રમતું ખરે આ રસીકને મન ભાવતું
જોવા ચહુ હરનીશતે જોતાં દુઃખી તન આ ઠરે
લાલાં અરે વાઘેલી ત્હેં ગાંડો બનાવ્યો ત્હેં અરે
મુખ તાહરા પંકજ મહીં ભમરો ફર્યો આ પ્રીતનો
તર છોડવો ત્હેને કઠોરી કાયદો કયી રીતનો ?
કોમળ મધુરાં અંગમાં શું કાળજું પથ્થર તણું ?
લાલાં અરે વાઘેલી હું દેવી ત્હને મ્હારી ગણું—

× × × × ×

લટકો અને મટકો તહારો મારતા ફટકો મ્હને
ચટકો ચતુરી ચાલનો લાગ્યો ચતુરા કહુ ત્હને
શુધ્ધ સાનને અપમાન માન ભુલ્યો મધુરી માહરી
ગાંડો ફરૂં ઘેલો ફરૂં જોવા પ્રતીમા તાહરી

× × × ×

રાજા થઇ લુંટી લુંટાવી કંઇક ધન ભેગું કર્યું.
કંઇને હસાવ્યાં કંઇ રડાવ્યાં તો'ય કારજ શું સર્યું ?
સુખ ભોગવી થોડો સમય માટી મહીં માટી થવું
માટે મુકી અભીમાન માનવી ? માન આખર છે જવું—
કંઇ કંઇ ગયા કંઇ કંઇ જશે સ્વપ્નું ખરે સંસાર આ
મ્હારૂં કરી માનો ભલે પણ સાર આખર સાર આ

કો આજ કો કાલે જશે કોને નહી છે આ નવું-
માટે મુકી અભીમાન માનવી ! માન આખર છે જવું-
માતા, પિતા, વ્હાલી, અને પુત્રો, સુતા, નહી કામનાં
સ્નેહી સહોદર ભાંડુઓ છે કામનાં નહી, નામનાં
સંસાર સાગર પાર જાવા નામ શંકરનું લઉં
માટે મુકી અભીમાન માનવી ! માન આખર છે જવું

× × × × × ×

લાલાં—

બંસી લણું પ્રિય નામ લાલાંનાં હૃદયમાં છે જડયું
કોમળ બધાં આ અંગમાં નથી કાળજું પથ્થર પડયું

× × × × × ×

લાલાં લલુતા લાલની લાગેલી અહીં તહીં ચાલતી
મન મોતી સોંપ્યું લાલને તે નહી બીજાને આલતી
પ્રેમી ખરા જો માહરા બંસી હતા તો આવજો
છોડી શરીર સ્થુલ આપનું ધરી સુક્ષ્મ સુખમાં મ્હાલજો



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક કંપની લીમી-
ટેડનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતથી મંગાવી
લેવાં વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ લેવામાં આવશે નહિ.

| | | |
|---|---|---|
| રમાદેવી | (આવૃતી બીજી) | ૦—૨—૦ |
| ઉજ્જેણી યાને સોમનાથનો ઘેરો. | ,, ત્રીજી) | ૦—૨—૦ |
| તારા—સુંદરી. | ,, ત્રીજી) | ૦—૨—૦ |
| શારદા. | ,, ત્રીજી) | ૦—૨—૦ |
| લવ—કુશ. | ,, બીજી) | ૦—૨—૦ |
| મનુ-માણી. | ,, બીજી) | ૦—૨—૦ |
| લાલાંવાઘેલી | ,, પહેલી) | ૦—૨—૦ |
| નુરજહાંન | ( છપાય છે ) | ૦—૨—૦ |
| કમળા—લક્ષ્મી. | ( છપાય છે ) | ૦—૨—૦ |

**શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.**

અમદાવાદ.